ॐ

# મુસાફર ગીતા.



પ્રેમી તે અવતાર ગણીને, સ્વામી નારાયણ કહે
રામ કહો કે કૃષ્ણ કહો, પણ, પ્રેમી સૌને એક ગણે.

કર્તા

પ્રેમી મુસાફર કામદાર

સાં. ૧૯૮૩ નંદલાલ ગીરધરલાલ
શ્રાવણમાસ. બોટાદ. (બી. એસ. રેલવે)

વંદુ વંદુ ગોપીનાથ તમને

આપો સદા સન્મતિ

પ્રેમ ધરીને ગાઉં ગુણ સઘળાં

ગાઉં તમારા અતિ

રાખો એવો ભાવ સદાય મનવિશે

ભૂલું ના સુખમાં કદિ

નંદીનાથ સદાય કરગરી

માગું વારંવાર નમી.

સને ૧૯૦૨.

# નિવેદન.

હું સમજું છું કે, જે આ લખાણું છે, કાવ્ય રૂપે બનાવાયું છે, તેમાં નથી માત્રાનું ઠેકાણું, એ નથી ઉપરની ઢોળ—ગીલીટ ચડાવેલી ચીજ, છતાં પણ એ દુખીનો દીલાસો તો છેજ કારણ કે એ સર્વ હૃદયના ઉંડાણમાંથી નીકળેલા રજકણો છે, વળી નથી આ જન સમુહને ખાતર કે નથી મારા વંશજ ખાતર, ફક્ત છે મારા પોતાનાજ જીવને ખાતર, ઉભરાએલા અશાન્ત હૃદયનાં શાન્તવન ખાતર.

અશાન્ત હૃદય કોની પાસે ઠલવી શાન્ત થવું? તેથી આ ઉપાય શોધ્યો, ભલી કલમ ને ભલો કાગળ, તેની પાસે રોવું, તેનાથી લખવું અને હૃદયને શાન્ત કરવું, અવકાશે લખવું નહીતર પુનઃ લખાએલ વાંચી હૃદયને શાન્ત કરવું.

છતાં પણ મરજીમાં આવે તે આનો ઉપયોગ કરી શકે છે, તેમાં નથી કોઇને અટકાયત. સૌ સૌની ખુશીનો સોદો છે, તો પણ એટલું તો કહીશ કે જે કોઇ આત્માનું કલ્યાણ ઇચ્છવા વાળો આમાં પર્યંટન કરી જાશે તો તેને કાંઇકને કાંઇક અવશ્ય મળશે.

આ સંસ્કારનું બીજ ગર્ભમાંથીજ રોપાયું હતું એમ કેટલાક સંયોગો તપાસતાં અનુમાન કરી શક્યો છું.

કોઇ પુછશે કે આ કાવ્ય સંગ્રહનું નામ "મુસાફર ગીતા" કેવી રીતે કહી શકાય? તેના પ્રત્યુત્તરમાં નમ્ર ભાવે જણાવવાનું કે ગીતાનું પ્રવચન મોક્ષદાયી છે તેમ હું માનું છું કે આ કાવ્યસંગ્રહનું અધ્યયન નીરંતર હોય તેમાંથી કાંઇપણ અનુકરણ થાય તો આ પણ મોક્ષદાયી થાયજ. તે પ્રમાણે આ કાવ્યસંગ્રહ મોક્ષદાયી હોવાથી તેનું નામ "મુસાફર ગીતા" રાખવામાં મેં કોઇપણ રીતે ખોટું કર્યું નથી એમ હું દૃઢતાથી માનું છું. અન્ય કોઇ માનો અગર ન માનો તેની સાથે મને સંબંધ નથી.

કંચન હોયે કીચમેં વિષમેં અમૃત હોય
વિદ્યા નારી નીચસેં તીને લીજે સોય.

લી. નમ્ર સેવક,
**પ્રેમી મુસાફર બોટાદવાળા.**

("જૈન ધર્મના મત પ્રમાણે આવતી ચોવીશીના તીર્થંકર")

# શ્રી મહાવીર પ્રભુ કૃષ્ણચંદ્ર.



પ્રેમી મુસાફર કામદાર તરફથી પ્રેમાર્પણ.

Natvar P. Press, Bombay 4.

## પ્રગટ પુરૂષોત્તમ શ્રી સહેજાનંદ સ્વામી (સ્વામી નારાયણ) ના ચર્ણાર્વિંદ.



પ્રેમી મુસાફર કામદાર

બોટાદવાળા તરફથી પ્રેમાર્પણ.

Natvar P. Press, Bombay 4.

ॐ

# મંગળાચરણ.

વંદન કરીએ પ્રભુ તુજ ચરણમાં અમે
પુષ્પવૃષ્ટીએ તુજને વાંદુ નાથ ગોપીના હે....વંદન.
નરસૈંયાની આશો પુરી, પાળ ત્રીભુવન નાથ
કરગરી તુજને વંદન કરીએ હે ગોપીનાથ....વંદન.
સુધન્વાની રેક રખાવી, મીરાંના ભરથાર
વિષનુ અમૃત જેણે કીધું, એવા હે કીરતાર....વંદન.
લાલ નંદનો તું છો સ્વામી સરજન કેરો હાર
કૃપા કરી મુજને ઉગારો, ભકતના શીરતાજ....વંદન.

સને ૧૯૦૩.

## સહાય થજો સૈલેશ્વર સ્વામી...રાગ.

નમું ન્યાલ કરણેશ્વર સ્વામી. ઉરે હરીજન ધરજોજી
ભોળા વિશ્વંભર કૃળજો વ્હાલા. કષ્ટ અમારા હરજોજી....નમું.
આજ દીન પ્રાંતેથી પાળ્યા. શુભ અવસર આ કરજોજી
ઉમા નાથ વિનતિ અમારી આ.જે.પ્રેમ થકી ઉર ધરજોજી.નમું.
લાલનદના વરસો વહેલા શાન્તિ જગે ફેલાવોજી....નમું.

તા. ૨૪-૧૧-૧૯૦૫.

(તુરખામાં વરસાદ મોડો થતાં સ્તુતી કરી હતી)

મારૂં જીવન છે તુજ હાથે હરી સંભાળજે રે
પ્યારો પોતાનો જાણીને પ્રભુપદ પાળજે રે....મારૂં.
પ્રાતઃ સંધ્યા સ્નાન કરીને તુજ નામનું ત્રિપુંડ ધરીને
કરશું તારી સેવા, પ્રીતે નાથજી મહારાજ....મારૂં.
મંત્ર સ્તોત્રના પાઠ ભણીશું શુદ્ધ મનથી તુંને રીઝવશું
લેશું સઘળાં કામો તારા હાથથી મહારાજ....મારૂં.
પળવિપળમાં તુંને સ્મરીશું દરેક ગતીમા તુંને લહીશું
તુજ વિના નહીં કરશું કાંઈ નાથજી મહારાજ....મારૂં.
અવગુણ મારા છે બહુ નામી હું કપટીને ક્રોધી કામી
તોયે પ્રભુ ઉર ધારજે મહારાજ....મારૂં.
સુખદુઃખના અમે છી રાગી એમાં નથી કાંઈ આનાકાની
પણ અમને ઝટ તારજે મહારાજ....મારૂં.
નરસૈંયાની હુંડી વટાવી શામળશાને પોતે પરણાવી
કુંવરબાઈ મામેરૂં પુર્યું ખાંતથી મહારાજ....મારૂં.
જુઠાં બોર શવરીનાં ખાધાં વ્હાલે ભેટી દરશન આપ્યાં
કીધાં મનોરથ પૂરણ શ્રીજી નાથજી મહારાજ....મારૂં.
ચરણ ધારીની તૃષ્ણા કાપી પ્રેમી મુસાફર માગે શાન્તિ
વ્હાલે ભેટી દરશન દેજો પ્રેમનાં મહારાજ....મારૂં.

૨૬--૯—૧૦

એક એક છો એક પ્રભુ તું એક એક છો એક
પોકારૂં ખુબ નેક પ્રભૂ તું એક એક છો એક....એક

નિરાકારમાં પણ તું છો સાકારમાં પણ તુંજ
નિર્ગુણ સાથે સદ્‌ગુણ તુંમાં એવો અલૌકિક તુંજ,
પ્રભુ તું....એક

નિર્ગુણ સાથે કામ નથી તો રસીયા છો અલબેલા
લટકાળા નટવર તમે છો મારા તમે ગુરૂ મેં ચેલા,
પ્રભુ તું....એક

માત પીતા પણ તમને જાણું તુજ શરણ એક મારે
સખા મારા તમે છબીલા ભેટ દેશો હવે કયારે
પ્રભુ તું....એક

તમ વિયોગે ઝુરી મરૂં છું બળુ છું અંતર માંય
ચરણ ધારીને દરશન દેજો પડું છું તારે પાય
પ્રભુ તું....એક

સાં. ૧૯૯૦

## ધનાશ્રી.

છે તુજનો આધાર, પ્યારા પ્રભુ, છે તુજનો આધાર—ટેક

દયાના સાગર તમે છો પીતા
　　　　વિઠ્ઠલ વિશ્વાધાર....પ્યારા
ઘણા ઉપકારો કીધા છે આપે
　　　　કરો છો સરજન હાર....પ્યારા
પુત્ર કપુત્ર પણ હું તમારો
　　　　હવે નથી મટનાર....પ્યારા
વિશ્વાસ મારે આપનો એકજ
　　　　શરણું નથી મુકનાર....પ્યારા
અવગુણ મારા સામું ન જોશો
　　　　ભક્તિ સુખ દેનાર....પ્યારા
ચણંધારી છું દાસ તમારો
　　　　ભક્તિ રસ પીનાર....પ્યારા

સને ૧૯૦૭.

## ધનાશ્રી.

મતિ ગઈ મુંઝાઈ, પ્યારા પ્રભુ, મતિ ગઈ મુંઝાઈ.

તુજની માયા જોઈ હુંતો
હવે ગયો છું હારી....પ્યારા
અપરાધોમાં બાકી ન રાખી
ખરે ખરો અભાગી....પ્યારા
માત પીતાની સેવા ન કીધી
પાપોમાં નથી ખામી....પ્યારા
સત્ય ન પાળ્યું ટેક ન રાખી
જાઉં હવે કયાં ભાગી...પ્યારા
હું તો અજ્ઞાની તમે છો જ્ઞાની
ગુરૂ તમે બહુ ધામી...પ્યારા
જન્મ દઈને પાલન કીધું
ગયો બધું હું ભુલી...પ્યારા
તમે છો જગત પ્રભુ સ્વામી
ભકિત વીના સહુ ખામી...પ્યારા
ચણ ધારીને હવે ઉગારી
કરો તમારો પ્યાસી....પ્યારા

સાં. ૧૯૬૩.

## હવે વિભુતિ મુજને વ્હાલી...રાગ.

માળ જપું રાધાના વરની આશ રાખું નહીં કોઈ અવરની
મુરતી નીરખું આ અંતરની....માળ
રામ રસ પ્રીતેથી પીવું સાર્થક સાચું તેજ સમજવું
વ્હેલા મોડા પણ સૌને જાવું...માળ
સગાઈ સરવે જુઠી સમજવી માત તાત સુત ભ્રાતા કે નારી
એક સમે છે ચીતા થનારી...માળ
પ્રેમી લખે શ્રી કૃષ્ણનું નામું બીજું મળે નહીં નામું કે ઠામું
ખાતાવહીમાં તેનુંજ ખાતું....માળ

આં. ૧૯૬૪

આવો આવોને સહેરજાનંદ તુજ પર વારીરે
મુને લાગી છે તુથી પ્રીત જાઉં પરવારી રે....ટેક
પ્રીતેથી પુજું હું નાથ આવો મંદીરીએરે
સુગંધી ચોળું અંગ જાઉં પર વારીરે...આવો
સાખી—સુંદર માળા પુષ્પની પ્રેમે ગુંથુ નાથ
પ્રેમેથી અરપણ કરૂં સ્વીકારજો હે નાથ
પ્રીતેથી વંદુ હું નાથ દ્વીકર જોડી રે
લાગું તુજને પાય પુષ્પે વધાવીરે...આવો
સાખી—તુળશી પત્ર પ્રેમથી ધરૂં ચર્ણની માંય
પ્રેમીપર કૃપા કરી સ્વીકારજો હે નાથ
મુને હૈડે હરખ ન માય નીરખી તુજને રે
માગુ એકજ મનની આશ દરશન દેજોરે...આવો
સાખી—ધુપ દીપને આરતી ઉતારૂં તુજ શ્રીનાથ
પ્રેમેથી ગ્રહણકરી લેજો ચાર્ણની માંય
વંદત કરૂં હું નાથ પુરણ પ્રીતે રે
પુરો પ્રેમીથી એક આશા દરશન દેજો રે....આવો
સને ૧૯૧૦.

આવો છોગાળા છેલ, આવો છોગાળા છેલ
હેતે રમાડું રંગમાં.
રંગમાં...ભુજંગમાં....રંગમાં....ભુજંગમાં
હેતે રમાડું રંગમાં.....આવો ૧
નાઈ ધોઈને સુંદર શ્યામા
પ્રીતે પુજું તુંને નંદના...આવો ૨
પ્રેમે કરીને ચંદન ચોટાડું
પીછે ઝુડાડું ફુલમાં...આવો ૩
સાકર કેરો પ્રસાદ ધરીને
હેતે રમાડું ચીત્તમાં...આવો ૪
ઘૃતે ભીંજેલી વાટજ લઈને
આરતી ઉતારૂ મંદીરમાં. .આવો ૫
પ્રેમે ધરેલો પ્રસાદ લઈને
પ્રીતે વેંચાડુ સંગમાં...આવો ૬
લલાનંદનો સ્વામી રીઝાવી
હેતે રમાડુ ઉમંગમાં...આવો ૭
સાં. ૧૯૬૦

આવો લટકાળા કાન, આવો લટકાળા કાન
ગોપીનાનાથ તમે કાળા છો કાન.

પ્રેમે નમીને ચરણ ધોઉં
શણગાર સજાવું હે નાથ...આવો ૧

સુગંધી ફુલે ને ઝીણે ચોખડીએ
વધાવું સુંદર શ્યામ...આવો ૨

કાને કુંડલને શીરે મુગટ છે
એવા છે ગીરધરલાલ...આવો ૩

પીળા પીતામ્બર તમે ધર્યા છે
મોરલી છે તમ હાથ...આવો ૪

ગ્રીવની માંહે સુંદર શ્યામા
સાચા મોતીના હાર...આવો ૫

કૃષ્ણની મુરતી એવી નીરખતાં
અંતર થાય આરામ...આવો ૬

ચણંધારીના સુંદર શ્યામા
ભક્તિ દેજો ખાસ...આવો ૭

સાં. ૧૦૬૦.

## થાળ.

પ્રીતેથી જમો ખાંતેથી ખેલો આવોને મારા શ્યામ...ટેક

ધુવો કર ચરણ તમે કરો દુવાલે શુદ્ધ
બાજોઠે બીરાજીએ, કરી સેવકને ખુશ રે ..
આવોને મારા શ્યામ.. પ્રીતેથી.

કાઠા ઘઉંની રોટલી ઘૃત સાકર શુદ્ધ પ્રેમ
ભાજી વેંગણ શાક છે. જમો મારા નેમ રે....
આવોને...પ્રી.

કારેલા પ્રીતે તળ્યા. તુવેરની છે ડાળ
જો તમને ભાવે નહીં. આખા અડદ થાય રે...
આવોને...પ્રીતેથી.

અથાણા એ જાતનાં. કેરી ગુંદા સાથ
ભાવે તે તો લીજીએ. જમો મારા નાથ...
આવોને....પ્રીતેથી.

ગળપણમાં સાકર છે. તેની સાથે ગોળ
ભાવે તે હું પીરસું. બોલો સુંદીર બોલ રે...
આવોને....પ્રીતેથી.

 ૧૩૯૨૯

એવે તેતો માગજો દુધ સાકર ને ભાત
સુંદર કઢી શ્યામ રે ઓસામણ છે સાથ રે...
આવોને...પ્રીતેથી.

પરસાદી રાખી તમે ધુવો કર તમ નાથ
પાન સોપારી લીજીએ એલચી લવીંગ સાથ રે..
આવોને...પ્રીતેથી.

નંદ વિનંતિ આચરે. બેસો રાજીપ નેણ
નંદ દંડવત નામીને માગે છે શુદ્ધ પ્રેમ રે...
આવોને...પ્રીતેથી.

## ઉપદેશ.

### પરભાતીયુ.

માનને જીવડા માનને જીવડા

નથી સંસારમાં કાંઈ તારૂં

માતને તાતને છોડી તારે જવું

નથી સંસારનું સાથ લેવું...માનને

બેન સગી નથી ભ્રાત તારો નથી

દારાપણ સાથ નથીય લેવી

નામવિણ કૃષ્ણનું જીવડા તાહરૂં

નથી સંસારમાં કાંઈ તારૂં...માનને.

દારા તારી નથી માનને જીવડા

માત્ર ચિતા લગી છેજ તારી

આઠ દાડા પછી ભુલશે તુજને

માત્ર છે કૃષ્ણનુ નામ તારૂં...માનને.

નામ લે કૃષ્ણનું સાચું એ તેજ છે

તે વિના સબ સંસાર જુઠી

રોવશે કુટશે આંસુડા પાડશે

કોઈ નહીં આવશે સાથ તારી...માનને.

માટે તું ચેતને ચેતને જીવડા

નામ લે કૃષ્ણનું તુજ સારૂં

કોઇ નહીં માગશે કોઈ નહીં આપશે

જે કરીશ તેજ છે તુજ સારૂં...માનને.

લાલ જે નંદનો આશ પુરી કરે

નથી એમાંયરે કાંઈ ખોટું

પુછને નરસીંહ દાસ તો જેહનો

દાખશે તુજને સાચે સાચું...માનને.

સાં. ૧૯૫૯.

## શાને માટે ભજતો નથી સીતારામ—ટેક.

મારૂં મારૂં શું તું કરે છે નથી એમાં તારૂં કાંઈ
સર્વ છોડી તું ચાલ્યો જવાનો સાથે ન આવશે કાંઈ
શાને માટે....

માયા જુઠી છે કાયા કાચી છે જેવું માટીનું તે ઠામ
ફુટતાં તુટતાં વાર ન લાગે ભજી લેને સીતારામ
શાને માટે....

નથી સગા એ માત પીતા ને નથી સગી તારી બેન
નથી ભ્રાતા ને નથી એ દારા નથી પુત્ર પરિવાર
શાને માટે....

સગા વ્હાલા સૌ પાસે બેસસે સાથે ન આવશે કોઈ
સાચું સગું શ્રી રામનું રે એમાં નથી કેવાનું કાંઈરે
શાને માટે....

લલાનંદ તે આમજ બોલે નથી સગું તારૂં કાંઈ
જમડા પકડી જાશે જીવડા ભજી લેને સીતારામ.
શાને માટે....

સાં. ૧૯૫૯.

## " પ્રભાત "

શું કરવાને માયામાં તું ધાંધો થઈને ધોરેરે
સાચો મારગ પકડી લઈશ તો નથી કાંઈ થવાનુંરે
શું કરવાને....

મોર મુગટ છે જેને શીરે એવા છે ગીરધારીરે
જો તું તેને શરણે જઈશ તો પાપ સર્વ બળી જાશેરે
શું કરવાને....

પ્રેમ સહીત જે સ્તુતી કરશે અખંડ ભકિત ગુણ ગાવારે
વ્હાલો ઝટ સ્વીકારી લેશે એવા છે બહુ નામીરે
શું કરવાને....

ભકતોને માટે અવતાર ધારે એવા છે કૃપાળુરે
તેને રે તું શીશ નમાવી શરણે જા ભવ તરવારે
શું કરવાને....

પ્રેમ મુર્તિનું ધ્યાન ધરીને ગોવીંદના ગુણ ગાવારે
રજનું ગજ કરી વ્હાલો ધાશે દુઃખની વખતે વ્હેલારે
શું કરવાને...

રાધા વરનાં દર્શન કરવા પ્રેમ થકી જો ચાહોરે
નામ સ્મરણનું બળ વધારી માળા લઈ લ્યો કરમાંરે
શું કરવાને....

દેવ દરશનનું નીમજ રાખી પ્રેમથી દંડવત કરવારે
નાથ હરીનું નામજ લેતાં શરમ જરા ન લાવોરે
શું કરવાને....

થોડું લખ્યું ઝાઝું જાણી હરીજન સર્વે વાંચોરે
કરણી તેવી પાર ઉતરણી પાપ બંધનથી છુટોરે
શું કરવાને...

જુવાનીમાં ભજન થશે તો પાકો થશે પાયોરે
જો જુવાની વહી જશે તો લખ ચોરાસી ફરવોરે
શું કરવાને...

ચરણ ધારીનાં વચન આવા મનથી સાચા માનોરે
હંસની માફક દુધજ લઈને પ્રેમ થકી સ્વીકારોરે
શું કરવાને

સને ૧૯૫૯.

"હું"કાર બડા ખેપાન મનુ ! "હું"કાર બડા ખેપાન—ટેક

એક પલમેં રંક બનાવે બીજા પઢે પોબાર
રંક હોતસેં રાજ અપાવે એસા હુવા "હું"કાર
"હું"કાર....

એક દીનશે શીર ચઢાવે બીજે દીન લુહાણ
બીજ રોજસે ભીખ મંગાવે એસા ગુણ "હું"કાર
"હું"કાર...

ભૂપ લંકકા રંક બનાયા શીર કુઠા ૯ ચાર
લંક પુરીકુ આગ લગાયા સબી કામ "હું"કાર
"હું"કાર...

પાન્ડુ પુતરૈ બન જગાયા ધૃતુ સુત ભૂપાળ
તેજ નૃપકુ આગ બનાયા એસા નામ "હું"કાર
"હું"કાર

નંદ હરીનું ભજન કરંતા નાશ પામે "હું"કાર
હરી નામસે પ્રીત લગે તો સુખે સુવે સંસાર
"હું"કાર

સાં. ૧૯૫૫

## " મનહર "

મહાવીર જ્ઞાન નહી જુઓ તે સંસારી કેવો
ધૃત વીણ કંસાર તે ખરેખર ધુડ છે
ગપસપ મારતાં એ કદી પણ થાકે નહીં
મહાવીર નામ લેતાં આળસજ આવે છે
વ્યભીચાર કરવામાં ઝટપટ જાય તેતો
સાધુ જન પાસ જતાં ઉંઘ ઝટ આવે છે
નવકાર ગણવામાં જીભ ઝટ થાકી જાય
કોક સાથ બાઝવામાં સાવજ તે થાય છે

૨

મહાવીર જ્ઞાન લઈ રહેજે સંસાર માંહી
ધૃત સાથ કંસાર જે તેવો તે જણાય છે
ગપસપ મારતાં એ જમડાથી ત્રાસ પામે
મહાવીર નામ લેતાં મોક્ષ પદ પામે છે
વ્યભીચાર કરવામાં અવગુણ બહુ દેખે
સાધુજન પાસ જતાં ઉરે હર્ષ લાવે છે
નવકાર ગણે ત્યાં તો ઝટપટ જાગી જાય
કોઈ સાથ બાઝે નહિ શાન્તિ ઉર લાવે છે.

સને ૧૯૦૪.

## વ્યભીચાર—છપ્પો.

જાર કરે જન જેહ ખરેખરો નીરભાગી
લાજ ખુવે જન તેહ આપ નામ ગુમાવી
ખર્ચ કરે અપાર નિત્ય ગુણકા નચાવી
ગરથ ગુમાવે તેહ દુષ્ટજ તે વ્યભીચારી
મુસાફર સાચું કહે સમજો શાણા અકલથી
હજાર વાર ધિકકાર છે જે વર્ત્યો વ્યભીચારથી

સાં. ૧૯૦૪



જાય સગા વ્હાલાને રિદ્ધિ દુનીયા પલટી જાય
ઈજત આબરૂ નાશ પામે પણ કામ વિકાર ન જાય
ઘરનાં છોકરાં ઘંટી આટે પાઈ દેતાં જીવ જાય
એક દીવસ ભુખથી મરે પણ કામ વિકાર ન જાય
મળે નહીં ખીસામાં દમડી લોકોનાં માર તે ખાય
માલ વેચીને દામ કરે પણ કામ વિકાર ન જાય
પ્રેમી મુસાફર સરવે ત્યાગી રામ શરણને ચ્હાય
જાળ જંજાળ ખાખ કરે પણ કામ વિકાર ન જાય

સાં. ૧૯૬૪

## પરચા—સવૈયા.

નારાયણનું નામ ભજી લે નારાયણનું નામ ભજી
શુભ અવસર આ વીતી જાયે કોઈ નહી જાણે કાળ ગતિ...

મીરાં કેરાં વિષનું અમૃત સ્હાય થઈને કીધુંજી
રાણા જેવા રાજ પુરૂષનું અભીમાન ઉતારી લીધુંજી
નારાયણનું...

સુધન્વાની ટેક રખાવી પતી પત્ની ઉગાર્યાંજી
પિતા હુકમથી તેલમાં બુડ્યા અર્જુન સમક્ષ દેખાડયુંજી
નારાયણનું...

નામદેવ ધનાભગતની ચાકરી આવી કીધીજી
હીરાજડીત પલંગ બનાયા ખેતર પકાવી આપ્યુંજી
નારાયણનું...

એઠા બોર વઈરના ખાધાં વ્હાલે દરશન આપીજી
વિદુરની ભાજી આરોગી છાસ કેળાની ખાધીજી
નારાયણનું...

અજામેળ કસાઈ ઉગાર્યો ગુણકા આવી તારીજી
દ્રૌપદીના ચીરો પુર્યા કચેરી સમીપ આવીજી
નારાયણનું...

નરસૈંયાની હુંડી વટાવી શામળશા રૂપ ધારીજી
દામોદર સ્વરૂપે પુર્યું કુંવરબાઇ મામેરૂંજી
નારાયણનું...
વૈરાટ સ્વરૂપે દર્શન આપ્યું રાગ કેદારો છોડાવીજી
ફુલની માળા દર્શન આપી સૌને મોહ પમાડીજી
નારાયણનું...
વરસાદ રૂપે પાણી આપ્યું ભગતની ટેક રખાવીજી
શામળશાને પોતે પરણાવ્યો સૌને દરશન આપીજી
નારાયણનું....
સુદામાની આશા પુરી તાંદુલ મુઠીયો ફાકીજી
સોના રૂપાના મહેલ બનાયા ભુલ થાય ખવરાવીજી
નારાયણનું...
અનેક દુઃખ દેવતાના ભાંગ્યા કંસને રાવણ મારીજી
વિભિષણને લંકા આપી ઈંદ્રજીત વધાવીજી
નારાયણનું...
નરનારીની ભ્રમણા ભાંગી વ્હાલે મોહ પમાડીજી
કષ્ટો કાપો દર્શન આપો લાલનંદ એમ માગેજી
નારાયણનું...

સાં. ૧૯૬૦.

## લલીત.

અરરર ઓ પ્રભુ! શું હવે કહું?
બીરદ તાહરૂં જાય છે વહ્યું...
ભગ્તને દુઃખે દુઃખી તુજ છો
ભગ્તને સુખે સુખી તુંજ છો
વચન તાહરૂં ક્યાં? અરે ગયું?
ધીરજ ઓ પ્રભુ! કેમ રે ધરૂં?
અરરર ઓ....
"પીતળ કટકો" તુજને કહે
સહન મુજથી કેમ થાય રે
મુને નથી પ્રભુ! લેશ માત્ર રે
માત્ર સ્નેહથી દુઃખ થાય રે
અરરર ઓ....
જીવન માહરૂં હાથ તાહરે
કર કૃપા પ્રભુ! હાય નાથ રે
પ્રેમી જાય છે શરણુ તાહરે
શીશ નમાવીને લાગે પાય રે
અરરર ઓ....
સાં. ૧૯૬૬.

## પ્રસ્તાવના.

ચી. જ્યુબીલીનું ઘરેણું બોટાદમાંથી ગયું ત્યારે સર્વ જણાએ બોટાદ જઈ તપાસ કરવાનું કહ્યું. પ્રેમીએ જવાબમાં કહ્યું કે મારે પોતાને બોટાદ જવાની જરૂર નથી. હું જેને સેવું છું તેની મારફત લેવાને શક્તિવાન છું.

પ્રેમીએ અમુક દીવસની મુદત લીધી એક લક્ષ મંત્રનું પુરશ્ચરણ કર્યું મુદત વીત્યે ઘરેણું ન આવે તો પુજા કુવામાં ફેકી દેવી. (લાલજીની મુર્તિ) એવો સંકલ્પ કર્યો. જે દીવસે મુદત પુરી થતી હતી. તેજ દીવસે પુરશ્ચણ પુરણ થતું હતું તે પુરશ્ચણ સમાપ્ત કરી કરેલી સ્તુતિ તે ઉપર પ્રમાણે

બીજે દીવસેજ સવારેજ ખબર મળ્યાકે ઘરેણુ કોઈ આવી મુકી ગયું છે.

* આ દૃષ્ટાંતથી અનેક માણસોની તે વખતે પ્રેમી તરફ પ્રીતિ બંધાણી અને પ્રેમીનું માન વધ્યું.

## સ્તુતી ૨ જી.

અરે પ્રભુ મુજ પ્યારા! શીદને તું સુવે છે.
પાપીને પોશી સત્યને દંડ દે છે.
મળે નહીં સત્યને જગમાં ન્યાય ક્યાંએ
રખડતો હું પેખું સત્યને ધુળ માંહે.
પાપીને સરવે પોશે પકડી સત્યને જેલ દે છે
અરે! પ્રભુ મુજ પ્યારા શીદને તું સુવે છે.
સત્વર ધા વ્હાલા. પ્યારી રાધા તજીને
શાન્તિ સરવે સ્થાપો, પ્રેમીની વ્હારે ચડીને.
અરે! પ્રભુ!

## માતૃ પ્રેમ.

કહેવું શું કોને ? હૃદય મહીં જે દુઃખ ભર્યુ
કહેવું શું કોને ? 'લુછને" નયનથી જે નીર વહ્યું
અરે વ્હાલી માતા ? ઉર દયા તેં નહી ધરી
સુવાડી મુને તું હૃદય દેતી વહી ગઈ
અરે વ્હાલી માતા ! હૃદય દુઃખથી અતી ભર્યું
કહેવું શું કોને? "શાન્ત કર" હૃદય જે દુઃખ ભર્યું
ભીનામાં સુતીતી સુકામાં બાળક મુને
અરે પ્રીતી કેવી ? સ્વપ્ન વત્ હું આ સેવકને
અરે વ્હાલી માતા! તુજ વ્હાલ હૃદયમાં નવ ઠર્યો
ત્યાંતો તુંતો ચાલી પ્રેમી "મા" "મા" કરતોઃરહ્યો
પ્રેમી! વીસરને વ્હાલી માતા ફરી કદી તું નવ મળીશ
ભલેને આભેથી પટકી તું જો પડી મરીશ
અરે ! વ્હાલી માતા ! પ્રેમે તું ચુંબન કરી
છાતી સાથે ચાંપી એકી નજરે થતી હતી
"મા" "મા" મુખે રટતો દીવસ સઘળા ગયા રે મા
"મા" તે શું મા ! નથી જાણતો લેશ રે મા.

અરે વ્હાલી માતા ! કયમ કરી ભેટું તુજ હૃદયને
પ્રેમી ! પ્રેમી હૃદયને પુછને પ્રેમી હૃદયને
મળે રે તે કયાંથી ? જીવન તુજ જાય સઘળું
"જાયું તે જવાનુ" પ્રેમી ! ફરી ફરી હું શું કહું.

સને ૧૯૬૪.

પ્રેમીની માતા બાલ્યાવસ્થામાં આશરે ત્રણ વર્ષનો બાળક મુકી પ્રસુતી સમયમાં સ્વર્ગે બળાત્કારે સીધાવી ગઈ, સાધારણ બાલ્યાવસ્થામાં પ્રેમીને તેના પિતાશ્રીએ બાળમિત્ર નામની ચોપડીમાંથી નાના જગુનો પાઠ વાંચવા કહ્યું. રાત્રીના નવ વાગતે સુમારે તેમની હાજરીમાં નાનો જગુ વાંચવા માંડયો. બીચારા નાના જગુની પણ આજ અણ સમજણી અવસ્થા, સ્મશાનમાં જઈ માતાને ઉઠાડવા માંડયું ! બુમ મારી મારીને, રોઈ રોઇને ઉઠાડવા માંડયું ! પણ કોણ ઉઠે. આ પાઠ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ પ્રેમીની તેજ દશાનો ઉકેલ થતો ગયો. પાઠ વાંચતો જાય અને હૃદય ચીરાતું જાય એક આંખમાં શ્રાવણ અને બીજી આંખમાં

ભાદરવો જવા માંડયા. અશ્રુના પ્રતિબિંબે પાઠ પણ ન ઉકેલાઈ શકયો, પિતા પણ ગળગળા થઈ ગયા. પાઠ વંચાવવો બંધ કર્યો, પ્રેમીને છાતી સરખો ચાંપ્યો. આંસુ લુછ્યા. અને સુવાડયો.

પ્રેમી પછી ઘણી વખત આ પાઠ વારંવાર વાંચતો અને રડી હૃદય ઠાલવતો.

ઉપરનું કાવ્ય લખતાં રડતા રડતા ત્રણ ચાર દીવસે પુરૂં કરેલું તે પછી તેવાજ ભાવાર્થનું કાવ્ય અંગ્રેજીમાં પણ શકિત અનુસાર રચ્યું.

પરમાત્મા તેવું કોઈને ન બતાવે.

હજુપણ હૃદય એટલું પોચું છે કે જ્યારે જ્યારે આ બાબત સાંભરે છે અને વંચાય છે ત્યારે ત્યારે હૃદય દ્રવે છે.

Mother! Mother! Come out and Kiss
Thy merciful son faint unhappy
Once come and kiss if not take to thee
Mother! Mother! Come out and Kiss.
Love is dear, even not to me
Be kind, once give, or take to thee
Love so great made me faint
Mother! Mother! Come out and Kiss

Ye my wisher well
Show me thy gentle face
Mother! Mother! come and kiss
If not take to thee.
Nothing is dear but ye
No father no brother is to me
Ye my soul is to me
Mother! Mother! come and kiss.
Ye remember thy promise
Don't be the cause of murder.
I in my life never saw
Mother! Mother! come and kiss.

## શાન્તિ પાઠ

### છપ્પો.

જેનું નથી કોઈ તેજ આખરે તેનો છે
મારૂં નથી કોઈ તેજ આખરે મારો છે
જેણે આપ્યું મુખ તેજ ચાવાણું આપે છે
ભર્યું ગર્ભમાં દુધ તેજ ફીકર તેને છે
ખરી શ્રદ્ધા હોય તોજ તે તેનો છે
પ્રેમી પણ તે તેજ, તેજ આખરે તેનો છે



સંકલ્પ વિકલ્પ શીદને કરે છે
ભાવિમાં હોયે તે સેહેવું પડે છે
જનમેજય રાજા કરમે ભુલે છે
પ્રેમી મુસાફર સત્યે કહે છે



ફીર ફીર હું સબ કહું હય હમ કંગાલ
બીચાર તુમ એસા કરો કોન કરે નિહાલ

રહો ગુલ્તાન બનો મસ્તાન
પ્રભુ તેમાં તો રાજી હય
ધરો તમ ધ્યાન લહો મન માંય
ક્ષુલ્લક દુનિયા તો ફાની હય



શાન્તિ રહે દિલ મિત્ર ગયે પણ
પત્ર લખે કદી પ્રેમ ભરી
પણ જો કદી મિત્ર ફરે નસીબે
કહો કેમ રહે દિલ શાન્ત જરી



બાજી નથી જ્યાં હાથમા માતા સમી કુદરત કરે
ભાવિતણી એ ફિકરફિકિ અફસોસ તું શીદને કરે
અરજુન સરીખો રાજવી જેના કૃષ્ણ સરીખા સારથી
કાબે કરી લુંટાઈ ગયો અફસોસ તું શીદને કરે



સર્વ થકી આ સમજણ મોટી
કલેશ કદીના કરવોજી
ધૈર્ય ધારણ ખડગ સજીને
ક્રોધને પરિહરવોજી... સર્વ

## સવૈયા.

શીદને સંતાપ કર તું શીદને સંતાપ કર
કરમે લખ્યું તે નવ ટળે તું શીદને સંતાપ કર
રાવણ સરીખા રાજવી રોળાઇ ગયા રામથી
કંસે સરીખા રાક્ષસી કપાઈ ગયા કૃષ્ણથી
તેલે તળ્યો સુધન્વા પણ ઈશ્વરે બચાવીયો
વીષે ગઈ મીરાં જહાં તો કૃષ્ણ વારે ધાવીયો
હરીશ જેસા સત્યવાદી ઢેઢથી વેચાવીયા
રોહિત જેસા પુત્ર પણ ત્યાં બ્રાહ્મણે ગુમાવીયા
તારામતી મહારાણીજી પણ દુષ્ટથી ફસાવીયા
હરીશ જેસા પુજ્યપતિ મારવાને ધાવીયા
એવા એવા કષ્ટો સહ્યા પણ સત્યના ચુકાવીયા
જેથી કરીને સત્યથી ત્યાં કૃષ્ણ વારે ધાવીયા
વધુ વધુ હું શું લખું પણ એક અક્ષરે માનીયું
ફરી ફરી નંદે જોયું પણ સુખ કયાંઈ નવ ભાળીયું

શીદને સંતાપ—ટેક.

## સંત મહાત્મ.

સતસંગ કરો સતસંગ કરો
સતસંગી બની જરા પ્રેમ ધરી
સંત મહીમા અથાગ ગણી
સંતસંગ કરો ઉર હર્ષ લહી...૧

સંત સમાગમ દુર્લભ ભાઈ
શાસ્ત્ર કહે સબ પ્રેમકો દાઈ
નંદ સમાગમ જપે મનમાંહી
સતસંત કરો ઉર હર્ષ લહી....૨

ભઈ ગુનીકા ઉર પ્રેમ મઈ
ગયો અજામેળ સંત કર ગ્રહી
નંદ લહ્યો સંત પ્રેમી બની
સંત સમાગમ દુર્લભ માની....૩

ગયો તુલસી શ્રી સંત ગણી
શ્રી રામ સીતા ચીત્ર કુટ જહીં
કહો સતસંગ તે કેસા ભાઈ
પ્રેમી કહે મન દુર્લભ દાઈ...૪

## દોહરા.

પૂર્વ કર્મથી આવીયા એજ શાસ્ત્રનો સાર
ફેર જન્મ શું મળશું એજ નિરઆધાર
કમળ સમ આ કાય છે થશે પલકમાં ખાખ
મુસાફર સમજી લઈ કરો ધર્મના કાર્ય
ભુમી ભોજક પાત્ર છે ભોજક માનો કાળ
ભોજ્ય વસ્તુ આ દેહ છે કરે સકળ આહાર
કોણ જીવ્યો કોણ જીવશે પુછો નગર બજાર
પ્રત્યુત્તર એકજ થશે કર્યો ધર્મ વેપાર
સગપણમાં પ્રીતજ કહો સગા સંબંધી કર્મ
કરશો તેવું પામશો સકળ શાસ્ત્રનો મર્મ
નીતિથી રહીએ સદા નીતિ શાસ્ત્ર પ્રમાણ
નીતિથી લક્ષ્મી મળે નીતિ સર્વ સમાન
નંદ કહે જન સર્વ કો. દયા ધરો સબ કોઈ.
આંગણ આવે સાધુજો. પાછા ન વાળો હોઈ.
સંપતસમ તમ સર્વદા કરો પ્રભુ કલ્યાણ
હાથે તે સાથે ગણી પ્રેમી વચન પરમાણ.

## સોરઠો.

સમય કરે રંક રાય, પ્રેમીના ઈશની ગતિ
વેચાયા નીચ ધામ. હરીશ જેસા ભૂપતિ

સંસારે સુખી તે સુખી સવ વાતે
સંસારે દુખી તે દુખી સર્વ વાતે
કરે હાંસી લોકો મળી સર્વ ઠામે
સંસારે દુખી તે દુખી સર્વ વાતે....૧
જશે જ્યાં હશે પઈસો જે કને ત્યાં
મીઠું બોલી બોલી રહે તે સદા ત્યાં
નહીં હોય જો ત્યાં કદી નહીં સંગાતે
સંસારે સુખી તે સુખી સર્વ વાતે....૨
હશે જો કદી ગર્વથી માનનારો
રાજા રાવણાદિ કદિ ના થનારો
હતો સર્વ વાતે સુખી તે સદાતો
થયો ગર્વથી રાંકડો તે બિચારો....૩
થયો ભ્રાતથી તાતથી જો વિખુટો
મળ્યો સર્વને હાંસી કેરોય ટેકો
માટે માનજે નંદનું તું સદા તે
સંસારે દુખી તે દુખી સર્વ વાતે....૪

## " ધનાશ્રી "

મુંઝવણુનો નહીં પાર પ્યારા પ્રભુ મુંઝવણનો નહી પાર.

આ અંતરના દુખ તું જાણે નિવારો વિશ્વાધાર...પ્યારા.

નહીં માયામાં, નહીં ભક્તિમાં, તારો છે આધાર...પ્યારા.

ભક્તિનો પ્રેમજ ઘણોજ ઓછો, એ છે દુખ અપાર...પ્યારા.

માયાની જ્વાળા લાગી મુને, બચાવો જગદાધાર...પ્યારા.

કામ ક્રોધ લુંટારા લુંટે છે લોભ તણો નહીં પાર...પ્યારા.

દુર્ગણ મારા ઘણા પ્રભુ છે ધાઓને વિશ્વાધાર...પ્યારા.

ચર્ણધારી એ વિન્તી કરે છે થયો છું નીરાધાર...પ્યારા.

સને ૧૯૦૭.

કૃષ્ણ કેમ થશે પ્રેમમાં ફસાયોરે
જીવાડનાથ પ્રાણનાથ હુતો છું તમારોરે
કૃષ્ણ....

હું તો છું તમારૂં છોરૂં તમે છો દયાળુરે
જીવાડ તોય મારતોય, હાથ તારો ઝાલ્યોરે
કૃષ્ણ...

કીધા ઘણા અપરાધ મેં તો તેનો નથી આરોરે
ચરણ ધારી કરગરી માગે માફી તારીરે
કૃષ્ણ...

સાં. ૧૯૬૨.

પરમાર્થનાં કાય કરો જગમાં પામો વિખ્યાતિ
અન્ન વસ્ત્રને જળથી પોશો ગરીબને વિદ્યાથી....

અન્નદાનને શ્રેષ્ઠજ માનો વિદ્યાપણ વિવેકી
અમર નામ રહેશે જગમાં ગાશે લોગ ગવાતી....

સોના મોહોરો લાખ કરોડો આપો જો હુલ્લાસે
થાય નહીં સંતોષ જરાએ અધિકની આશાએ
પરમારથનાં....

ખરચે પૈસો પાળે નાણું એવા જન અનેક
પ્રેમી કહે આપ્યાનું: સાર્થક એથી શું વિશેષ
પરમારથનાં....

નાણું ચોરો લુંટી જાએ આગ લગાડી પાસે
દૈવ્ય કોપ થતાં જો ભાંગે થાય ભીખારી હાથે
પરમારથનાં....

વિદ્યા દાન લુંટાયજ ક્યાંથી, ખરચે બમણું થાએ
ભાગ્ય દેવી પ્રબળ હોય તો, નૃપાધિક તે થાયે
પરમારથનાં....

અન્ન વસ્ત્રને જળથી પોશી તૃપ્ત કરો એકવાર
પરીસતાં ફરીનવ માગે દુવા આપે અપાર
પરમારથનાં....
અન્ન વસ્ત્રનાં દાન કરીને પ્રેમી થાય પ્રસન્ન
મુસાફરને શ્રદ્ધા આપી, આપો જળને અન્ન.
પરમારથનાં...



## છપ્પો.

કાળ ન મુકે કોઈ દેવ દાનવ કે પ્રાણી
કાળ ન મુકે કોઈ હોય વૃદ્ધ યુવરાણી
કાળ ન મુકે કોઈ હોય રંક કે રાજા
કાળ ન મુકે કોઈ ધન ઢગ આપે ઝાઝા
કોડ ઉપાય કરો કદી કાળ ન મુકે કોઈને
મુસાફર સાચું કહે, બેસી રહેશો રોઈને.



પ્રેમથી અંદ્ધ થઈને ભમ્યો શું !
માનથી ગર્વથી તું ફુલ્યો શું !
નંદના નંદનો શબ્દ સુણ્યો નહીં શું !
દયા લાવીને છોડશે નંદ તે શું !
પ્રેમથી અશ્રુથી જઈશ કદી જો !
મીરાંબાઇના સ્વામીને પૂજશે જો !
બન્ને કર જોડી કદી યાચશે જો !
ધૂમની તુલ્ય પાપો થશે તો.

સૌ રામ ભજો સૌ રામ ભજો કહું સાચું સુખ તમારૂં
એમાં નથી પ્રેમીને કાંઈ દુખ થનારૂં...સૌ.
અજામેળ કસાઈ ઉગાર્યો, જાશે કેમ તમારૂં
ગુણકા જેવી નારથી પણ હશે કોઈ નઠારૂં...સૌ.
તુલસીદાસપણ તુલસીદાસપણ હતો નારીનો વ્યભીચારી
માત્ર રામના રટણથી તે ચીત્રકુટનો વાસી ..સ
નિજ ભક્ત કાજ નિજ ભક્ત કાજ લક્ષ્મીવર તજીને બંસી
બાણ ભાથા કર લઈને થયો ભરતનો વંસી...સૌ.



## રાગ–ઓધવજીના સંદેશાનો.

વચન સુણોને હેતે સખીયો માહરી—ટેક.

માયા જુઠી સંસાર ખોટો માનીએ
સ્વારથનાં સગાં છે ભાઈ બ્હેન જો
સંસારમાંહી સુખ દુખ સરખાં જાણીએ
પર આશા પર માયા તૃણ સર જાણજો
વચન....૧

શીયળ પતિવૃત સાચું એતે માનીએ
સંસાર તરવાનું મુખ્ય સાધન જાણજો
સાચા માત તાત પ્રભુને માનીએ
તે વિના સબ ખોટું તમરે જાણજો.
વચન....૨

માયા મંદીર સાથે કાંઈ નહીં આવશે
માત્ર હરીનું નામજ સાચું જાણજો
સાસુ સસરાની સેવા એ કીજીએ
શુભ આશીશો તેની લેવા માગજો.
વચન....૩

કાયા કાચી માટી જેવી જાણીએ
ભાંગી પડતાં વાર ન લાગે જાણજો
કાળ ઘડીનો ભરોસો નવ કીજીએ
ક્ષણ ભંગુર માની હરી નામ સુણજો.

વચન....૪

ભાવે પડતું ભોજન ના કીજીએ
મનને મારી શાન્તિ ઉરે ધારજો
સરવે સાથે સંપ સંપીને ચાલીએ
સૌથી શ્રેષ્ટ ગુણ તમ આતો માનજો.

વચન....૫

સાચું ધન સતીને પતિનું તનરે
આ અવનીમાં સુખ સતિને શીયળમાં
રૂક્ષમણી યાચે સાચા પતિના પ્રેમને
પ્રેમી કહે છે સાચું પતિવૃત સ્નેહમાં.

વચન....૬

સાં. ૧૯૫૯.

## દોહરા

સ્વારથકા સંસાર હે સ્વારથ સબકા પ્રાણ
સ્વારથ જો હોવે નહીં કેસા હોય તોફાન.
મારૂં મારૂં શું કરે તારૂં તલનભાર
તારૂં કુચ્છ બી હોયતો કેસા મરણકું જાત.
નંદ હરી ન છોડીએ જબલગ ઘટમેં પ્રાણ
અંત સમયકા રામસે અજામેળ શુભ જાણ.
કોઈ દીન રાજા રંક હે કોઇ દીન સકર ભાત
કોઈ દીન હાથી ઘોડલા, કોઈ દીન ભુખ્યા ઘાટ.
હરી ઈચ્છા બળવાન હે નહીં મનુષ્યકા ભાર
લાલનંદકા બચનસેં કદીન ફરેકે બાલ.
પરમારથ સહુકો કરે કરીન જાણે કોઈ
મુખ મુખ કેતો ફરે એસા પરમારથ નોય.
માત ભ્રાત કીસ કામકા કોઈન આવે સાથ
માત તાત પ્રભુ જાણીએ પાપ પુન્ય સંગાથ.
દુનિયા દોરંગ માનીએ. રાય રંક હોજાય
લક્ષ્મિ એસી હો ગઈ સ્વારથકી સબ જાણ.

હરી ભજન સહુ કોઈ કરે ભજીન જાણે કોય
અંત સમયકા રામસેં મોક્ષ પદ ધારણ હોય.
આશા બડી અભાગણી આશા કબુ નવ જાય
આશા એસી હો ગઈ શ્વાસે કોટી કોશ જાય.
મનુષ્ય માત્ર આશાપરે સંસારમેં ચલ જાય
કોટી કોટી પાપો ભરે એસી આશકી જાત.
આશા રામકી બાપડી જ્યાં દોરે ત્યાં જાય
એક કરે સાથી નર્કકા દુસરી સ્વર્ગ લે જાય.
આશા અમર હો ગયે ચાહે સબ સંસાર
આશા એસી કીજીએ, રામ મીલન હો જાય.



(૪૫)

## "સો વાતની એક વાત"

નામજ એટલા નાશ થવાના
માત્ર હરી નામ રેવું
ક્રોડપતિ એ રંક કે રાજા
કોઈને અમર નથી રેવું
સંસારમાંથી સહુ જવાના
બાળ વૃદ્ધ કે યોગી
પ્રેમી ! પણ તું ખચિત્ જવાનો
ભલે રહે તું ભોગી



## થાળ.

આવો આવોને દીન દયાળ દુખડા હરવાને
મેં પ્રેમે પીરસ્યો થાળ ભોજન કરવાને...આવો.
તમે જગત જીવાડન નાથ હેત કરી આવો
હું દુર્બળ જોડું હાથ મુજ મન એ લ્હાવો...આવો.
પ્રભુ! ભીલણ કેરાં બોર, હરી હેતે લીધાં
રૂષિકેરાં ઉત્તમ અન્ન અંગીકૃત નવ કીધાં...આવો.
પ્રભુ! સુદામાતણા તાંદુલ અમૃત સમ ગણીયા
તેને રિદ્ધ સિદ્ધ દીધી અનેક કંચને ઘર ચણીયા...આવો.
પ્રભુ વિદુરજીને ઘેર જમી આવ્યા ભાજી
દુર્યોધનનાં મિષ્ટાન્ન હરી દીધાં ત્યાગી...આવો.
પ્રભુ! કર્મા બાઇનો ખીચ જાણું તમે જમીયા
પ્રભુ!સબળ ઉપર નહીં ચીત નીજજનમનગમીયા...આવો.
આવા જોઇ અતિ દૃષ્ટાંત મુજ મન રાચું છું
હું દુર્બળ કેરૂં અન્ન લીયો એ યાચું છું....આવો.

અતિ શુક્ષ્મ છે એ પ્રસાદ નહીં પડશે ભારી
પુરો નિજ જન કેરી આશ સુણી વિન્તિ મારી...આવો.
જળ પાત્ર ધર્યું છે પાસ પાન કરો પ્રીતે
પ્રભુ! તાંબુલનો મુખવાસ, મેલીયો જગ રીતે...આવો.
પ્રભુ! પ્રીતે કરૂં સાષ્ટાંગ મન માની લેજો
આ સેવક જાણી નિજ અંગ દાન દયા દેજો ..આવો.

મળેલું.

જીણે આપકું જોયા નહીં દીલ ડાધકુ ખોયા નહીં
મન મેલકું ધોયા નહીં આંગોલ કીયા સો કયા ભયા
કામણ ગલેકા હાર હે મદ ફેલકા દરબાર હે
મન કામસે સરદાર હે માળા લીયા સો કયા ભયા
જીવતાં પિતાકુ સુખ નહિં મુવે હાડ લઈ ગંગા ચલા
જલ ચુનસે પીંડા દીયા તરપણ કીયા સો કયા ભયા
કાયા કરમ કે કોટ કે મમતાજુ તૃષ્ણા બાંધકે
સુતો વિષયની ખાટમાં હરહર કીયા સો કયા ભયા
કુત્તા ભયા સંસારકા ધંધા કીયા જંજાલકા
હરદા ભયા ચંડાલકા કાશી ગયા સો કયા સો ભયા
જોગીને જંગમ સેવડા સબ લાલ કપડા પહેરતા
પણ મર્ણ નહીં ઉસ હાલકા કપડા રંગ્યા સો કયા ભયા
કીડા હુવા સંસારકા જેસા કુજડા બજારકા
આયા જો તીરથ દ્વારકા છાપા લીયાસો કયા ભયા.
પંડીતસેં ઝગડા ભયા કયા મુરખસેં બોલણા
કહે કબીર ચંપા ભલા કયા કારણ હે ગજ તોડણા.

મળેલું.

અકર્મો ને વિકર્મોથી ગરીબાઈ મઝાની છે.—ટેક.

ગરીબાઈ મઝાની છે મસ્તાનીમાં દીવાની છે
અકર્મો ને વિકર્મોથી ગરીબાઈ મઝાની છે
ભલે હાથી ભલે ગાડી ભલે મોટારમાં માણો
અકર્મો ને વિકર્મોથી ગરીબાઈ મઝાની છે
તમે ખાઓ ભલે મીષ્ટાન્ન અમે ખાશું સુકી બાટી
અકર્મો ને વિકર્મોથી ગરીબાઈ મઝાની છે
અકર્મો ને વિકર્મોથી મઝાનું છે ક્ષણીક ચટકું
ખવાતાં દત્ત પૂર્વેનું દીવો બુઝાઈ તો જાશે....
અકર્મો ને વિકર્મો જેહ ગીરી શીખર લઈ જઈને
પટકશે પાંખ મારીને ઉંડી ખોમાં ગરી જાશો
ભલે પીતામ્બરી પહેરો ભલે કંઠી ગ્રીવે ઘાલો
અકર્મો ને વિકર્મોથી ગરીબાઈ મઝાની છે
ઘણું ખાધું ઘણું પીધું હવે ફકીરી વ્હાલી છે
અકર્મો ને વિકર્મોથી ગરીબાઈ મઝાની છે

સને ૧૯૧૭

અરે પામર અજ્ઞાનિ જીવ ફરે તું શીદ મસ્તીમા
ફરે યમદૂત મુગટ માથે લે જાશે જીવ ચપટીમાં....
કરે કાવા ઉદર માટે કરે પાપો કુટુંબ ભરવા
પુછી જો મહાત્માને તું નિરાકરણ ન્યાયનુ કરવા....
ભોગવશે કોણ પાપોનો થશે જે ન્યાય તારાનો
ૠષિ વાલ્મિકનું દૃષ્ટાંત જે છે ન્યાય સમયનો...
ચેતી લે ઓ પામર જીવ! ભમે તું શીદ મસ્તીમાં
કરી લે કર્મનું ભાતું મળે અખંડ વૃષ્ટિમાં....
અરે પ્રેમી! અરે પ્રેમી! જરા તું ચક્ષુ ખોલીને
ફેરવ દૃષ્ટિ દુનિયામાં સમજ તું ન્યાય નિહાળીને....
ઘણા જન્મ્યા ઘણા ગુજર્યા રહ્યું છે કોણ અમર તું જો
રાવણ રામ કંસ કૃષ્ણ કયાં છે દેહ! તે તું જો....
અખંડ કીર્તિ અમર છે નામ ગણીને તત્વ વ્હોરી લે
રટે પ્રેમી અરે ઓ દેવ! નિર્મળ પ્રેમ સ્વીકારી લે....

સાં. ૧૯૭૦.

જે ભાવથી મુજને નિહાળે તેજ દાખવ વિશ્વમાં
આવીશ હું તુજ દાસ થઈને. યાદ કરતાં ક્ષણમાં.

"શ્રી કૃષ્ણ".

દમે છે દેહને જ્યારે સહે છે કષ્ટને ભારે
ગ્રહે છે મૃત્યુ પણ પ્યારે નમે છે દેવ ત્યાં આવી.

"ઇસુક્રાઇસ્ટ".

જાહો જલાલી જોઈ મેં ચાહું ફકીરી હું હવે
સુખ દુખ તડકા છાંયડા સંસારના રંગો ખરે.
લીધી જહાં મેં એ ફકીરી ત્યાં તેં દીધી આ અમીરી
ભટકયો વને જ્યાં ચાલતા ત્યાં તેં દીધી છે આ સવારી.

"શ્રી સહેજાનંદ".

હાણ્યાં નહીં, માણ્યાં નહીં, આ સૃષ્ટિમાં ઉત્પન્ન થઈ
દાન તો દીધાં નહીં, સુકૃત્ય પણ કીધાં નહીં
જીવન જીવ્યાથી શું થયું?

"પ્રેમી".

સંબંધી સર્વ શું સાચાં! નથી, તો કેમ રહો રાચ્યાં
સુખી છો કે દુખી છો તું! કરે અફસોસ શું કરવા!

સુખી છો કે દુખી છો તું? કહો પરવા કીધી કોણે
લીધી સંભાળ લાલાએ, કરે અફસોસ શું કરવા!

વીસારી પ્રેમીને ભાઇ, થનારાનું થવા દે ને
સુખેથી ભોગવો ભોગો, કરે અફસોસ શું કરવા!



## બોધ વચન.

It is better to suffer than to consent to wrong.

અન્યાયને ન્યાય કહી કબુલ કરવું તેનાં કરતાં સત્યને ખાતર સહન કરવું તે વધારે શ્રેયકર છે.

તા. ૬–૧–૧૯.

નિમકહરામ થઈ તાજ પહેરવા કરતાં નિમકહલાલ રહી જટા ધરવી તે શુદ્ધ જીવન છે.

તા. ૬–૧–૧૯.

It is better to loose liberty than to dishonour.

અપમાન સહન કરી નામની સત્તા-સ્વતંત્રતા ભોગવવી તેના કરતાં માનનીય દ્રષ્ટિ–સત્તા નીચે રહેવું તેજ વધારે સારૂં (કારણ કે એજ સ્વતંતા જેવું છે.)

અશાન્ત, ક્લેશમય, ત્રાસદાયી સુવર્ણાંકિત હવેલીમાં વસવા કરતાં શાન્ત, પ્રેમમય, ઈશ્વરાંશીન પર્ણકુટીમાં નિવાસ કરવો શ્રેષ્ટ છે.

તા. ૧૦–૧–૧૯.

Religion means Greatest Good with the least evil

જીવન નકામું છે કારણ કે દયામાં ગૌતમ બુધ્ધ જેવો છું. પણ તેના જેવી શક્તિ—ત્યાગ નથી.

ક્રોધમાં પરશુરામ જેવો છું. પણ તેના જેવું કૌવત —પ્રતિભા નથી.

ક્રોધમાં દયાનું મિશ્ર થવાથી ક્રોધનું વિષ ઉતરી જઇ ખાલી દયાજ અવશેષ રહે છે. અને તેથી બધું બગડે છે.

દાનમાં બલી જેવો છું પણ પૂર્વ–પશ્ચિમના મધ્યમાં તીજોરીની ચાવી અવિશ્વાસ–શંકાની લહરીઓથી ઝોકાં ખાય છે.



થાએ કૃપા જો કૃષ્ણની, મુંગો મહા પંડીત બને
પાંગલાપર થઈ કૃપા તો દોડીને ગીરીવર ચડે
લોખંડ બને સુવર્ણ જો શ્રી કૃષ્ણ પારસમણી અડે
હીણભાગી બને સદભાગીયો, ના વિઘ્ન તેને કો અડે.

મળેલું.

# રેંટીયો.



કરો કાંઈ ભારત મૈયાના કાર્યો ..ટેક.

જેના ઉદરથી પોષણ પામી, લાલા બન્યા છો આપ
તે મૈયાના જનની કાજે, કરો કાંઈ આપ આજ...કરો
એકેન્દ્રિથી પંચેન્દ્રિ સુધીનાં સરખા જીવો ગણાય
એક હણ્યાથી બીજા હણાએ, સત્ય માનો સહુ આપ...કરો
રંક બિચારા ભુખે રવડે, મિષ્ટાન જમીને આપ
પેટની ઉપર હાથ ફેરવી, કેમ બનો ગુલ્તાન...કરો
ટાઢમાં તેઓ થર થર ધ્રુજે, આપ ઓઢો દુશાલ
મેઘની ઝડીમાં વાટે ફરતા, જુઓ મૈયાના બાળ...કરો
નત્રરા બેસી નખોદ વાળે, ભુલી જાઓ કાં આપ
એકની લકડી પંચકા બોજ, ગણી, આપો કાંઈ આજ...કરો
રેંટીયો પુણી આપો અમને, સુતર કાંતવા કાજ
રેંટીયો કાંતી ભરશું ઉદર, આશીશ દેશું આપ...કરો
દસ રેંટીયાની ભીખ અમારી, મણ પુણીની સાથ
ટેલ અમારી આ પૂરણ કરવા, આપો તમારા દાન...કરો

**મહાત્મા ગાંધીજી જે.** ૭-૭-૨૭.

ૐ

# પુષ્પાંજલી.

## મારા "ચિકુ કાકા"

આમને વિષે પ્રથમ મારો અભિપ્રાય જણાવી દઉં તેમના અને મારા વિચારો લગભગ એક પ્રણાલીકાના હતા, ધ્યેય એકજ હતું "કુટુંબ ગૌરવ અને આત્મ કલ્યાણ" પછી ભલે કદાચ સહેજ માર્ગ જુદા પડતા હોય.

તેઓ મારા બીજા હાથ રૂપ હતા. તેઓ વધારે આયુષ્યવાન બન્યા હોત તો હું ખચિત ધારૂં છું કે મારા આરંભેલા કાર્યો અધુરા રહ્યા ન હોત તેમજ પ્રગટેલા અંકુરો નષ્ટ થયા ન હોત અને કાંઇક નવિન અગર સ્થાઇ કરી શકયા હોત પરંતુ ધારવું આપણુ અને પૂર્ણ કરવું પરમાત્માનુ

હવે તેમના પત્રમાંથી કેટલાક ઉતારા આપીશ.

## પત્ર ૧ લો.

કોશરબ તા. ૩ સપ્ટેમ્બર ૧૯૧૭.

............મ્હને કુટુંબ સુખની વાસના છે. હું ગમે તેટલો કેળવાએલો હોઉં પણ મ્હારૂં કુટુંબ સંસ્કાર હીન હોય તો મારી ઇચ્છા નિષ્ફળ જાય. ત્હમને એક આનંદદાયક

સમાચાર આપું ? મહાત્મા ગાંધીશ્રીએ સ્થાપેલી અહીંની રાષ્ટ્રીય શાળામાં હું શિક્ષક તરીકે રહ્યો છું. અર્થાત હું નોકર નહીં પરંતુ દેશ**સેવક** બન્યો છું મ્હારૂં જીવન **દેશ સેવા** માંજ પૂર્ણ થવાનું

"ત્હમારા ચિકુ કાકા લાખ રળી લખપતિ" નહીંજ થાય કારણ કે ત્હેને (મ્હને) તેના કુટુંબનાં ગુજરાન પુરતુંજ દ્રવ્ય મળવાનું—વધારે નહીં, ને હવે મ્હારે જોઇતું પણ નથી. છતાંય મ્હારા સુખી જીવનની ત્હમને પણ ઇર્ષા થવાની....ત્હમે પણ મને આ માર્ગે જવાં રાજી થઇ રજા આપો, પછો પત્ર જરૂર લખજો ને મ્હે મગ્યા પ્રમાણે આ **દેશ સેવા** નો સ્વીકાર કરવા જરૂર રજા આપજો તેમાં મારૂં હિત ને કુટુંબ ગૌરવ છે સ્વીકારો **સેવા ધર્મ** અને કરો કંઇ કંઇ **ભારત મૈયા** નું ગૌરવ વર્ધક.

લે. ત્ર્યમ્બકના પ્રણામ.

નોટઃ—તેમનો જન્મ સાં. ૧૯૫૨ માં થયો. આ પછી સાં. ૧૯૭૪ માગસર વદ ૭ શની ઇ સ. ૧૯૧૮ જાનેવારીમાં બાળ્યાવસ્થામાં માત્ર બાવીશ વર્ષની વયે તેમનું **અવશાન** થયું. આ પત્ર તેમનું ધ્યેય બતાવે છે પરમાત્મા તે ધ્યેય મારા જીવનમાં ઉતારે એટલીજ યાચના બસ છે.

તેમનું જીવન રંગપુર નામના ગામડામાં દુષ્ટ મરકીએ ઝડપી લીધું. તેમના અવશાનની તારીખ વાર અને સમયની પ્રથમથીજ તેમને ખબર પડી ગઇ. અને સર્વને તે પ્રમાણે ચેતાવી દઇ તે ક્રીયા ખુશ ખુશાલી સાથે પોતેજ કરાવી હતી, છેવટનું ચર્ણામૃત પોતાની પત્નિના હાથથી લઇ છેલ્લો સંદેશ "ધર્મ ના છોડતા" આપતાં સ્થુલ દેહ છોડયો.

તેમના આ અવસાન પછી તેમની પત્નિ પણ આશરે છ માસે સીધાવી ગયા, છોકરાંઓનું મોસાળ પક્ષ તેમના સંદેશનું પાલન યથાશક્તિ તે બચ્ચાંઓ પાસે કરાવતાં જોઇ સંતોષ થાય છે.

"પ્રેમી"



(૫૯)

( નમું ન્યાલ કરણેશ્વર સ્વામી...રાગ )

નંદકેશ્વરનું ધ્યાન ધરીને, પ્રેમ ભક્તિ સૌ કરજોજી
સુખ દુખમાં સૌનો સાથી, ગરૂડે ચડીને ધાશેજી...નંદકે.
મોર મુગટ છે જેને શીરે, કુંડળ કાને ધરીયાજી
સુવર્ણ બંસરી સુર કરીને, સૌને મોહ પમાડયાજી...નંદકે.
પીત પીતામ્બર તેણે પહેર્યાં, ચાંખડીએ ચડીયા છેજી
ગંગા કીનારે ગોધન ચારી, મહીમાખણને ખાધાંજી...નંદકે.
મોક્ષ ગજેન્દ્રનો તેણે કીધો, ગરૂડે ચડીને આવીજી
મગર મચ્છને અભયજ દીધું, કરૂણા ત્યાં વરસાવીજી.. નંદકે.
દ્રોપદિના વસ્ત્રો હરાયાં, ગરૂડે ચડી ત્યાં ધાયાજી
પરોક્ષ રીતે આવી સભામાં, અનેક ચીરો પુર્યાંજી...નંદકે.
પ્રેમી તે અવતાર ગણીને, સ્વામી નારાયણ કહે
રામ કહો કે કૃષ્ણ કહો, પણ, પ્રેમી સૌને એક ગણે...નંદકે.

**શ્રી નંદકેશ્વર મહારાજ કીજે.**

તા. ૧-૮-૨૭.

# મારો ધર્મ.

Religion means Greatest Good with the least evil.

સંસાર તાપથી તપ્ત થએલ મનુષ્યે તેમાંથી નિવૃત થવા અઘોર જંગલમાં ચાલ્યા જઇ તીવ્ર તપશ્ચર્યા કરી શ્રી દેવને પ્રસન્ન કર્યા શ્રી દેવે તેના ઉપર પ્રસન્ન થઇ વર માગવા કહ્યું. તપસ્વીએ દીન થઇ વરની માગણી કરી. સંસારથી વ્યગ્ર થએલ માનવી બીજુ શું માગી શકે ! "પ્રભુ ! અહર્નીશ આપનું શરણ." શ્રી દેવે હાસ્ય કરી "તથાસ્તુ" કહ્યું. વળી વિશેષમાં કહ્યું હે વત્સ ! હું તારી ઉપર અતિ પ્રસન્ન થયો છું. મારા વર પ્રમાણે તને તૃપ્ત કરવા હું તને કહું છું તે સાંભળ. તેને વિચારી મનન કરી કર્તવ્ય પરાયણ થા એટલે તું હમેશા મારા શરણમાંજ છે.

આ વિશ્વ ઉપર દરેક પ્રાણી માત્ર મારા બાળુડાં છે, તે દરેક તરફ મારી તો સમદૃષ્ટિજ છે તથાપિ તેઓ મને જોવામા સમજવામાં ભૂલ કરે છે સર્વને દરેકના કર્મ પ્રમાણેજ ફળ મળે છે, અને તેજ પ્રમાણે સુખ-દુઃખ ભોગવે છે. પરંતુ મિથ્યા દૈવને દોષ દે છે તેઓ પોતાનો ધર્મ ભુલે છે. નીસો કરનારને નીસો ચડેજ. વાસ્તવિક રીતે ધર્મ શું છે તે તેઓ બરાબર સમજતા નથી.

જેમ ઇશ્વરત્વ એકજ છે જેને ઘણા લોકો કુદરત કહે છે તેમ ધર્મ પણ એકજ છે જેમ કુદરત એકજ છે તેનો કાયદો શ્રીમાન અગર ગરીબ એકેન્દ્રિય કે પંચેન્દ્રિય સર્વને માટે એકજ છે, તેઓ સઘળાને માટે ધર્મ પણ એકજ છે જેમ કુદરત બે હોઇજ શકે નહિ તેમ ધર્મ પણ બે હોઇ શકેજ નહીં. ધર્મ તે એજ છે કે

જે ભાવથી મુજને નીહાળે, તેજ દાખવ વિશ્વમાં,
આવીશ હું તુજ દાસ થઇને, યત્ન કરતાં ક્ષણમાં

ધર્મ એટલે પ્રેમ. પ્રેમ એટલે સમભાવ. સર્વ પ્રાણી માત્ર તરફ પ્રેમ ભાવ રાખ કે જે પ્રેમ તું મારામાં જુવે છે, દાખવે છે હું દરેક ભૂતમાં છું અન્ય નથી ભૂત માત્રની સેવા તે મારી સેવા, ભૂત માત્ર તરફ પ્રેમ તે મારા ઉપરનો પ્રેમ. આ વિશ્વમાં વસ્તુતઃ જડ જેવી કોઇ ચીજજ નથી તેના અસલ સ્થાનમાંથી ભ્રષ્ટ થાય એટલે નિર્જીવ-જડ બને છે, પછી તેને તેનાજ અસલ સ્થાનમાં સ્થાપિત કરવામાં આવે એટલે તે ચેતન બને છે. પથ્થર જડ દેખાય છે, કારણ કે તે તેના અસલ સ્થાન પૃથ્વીમાંથી ભ્રષ્ટ થયો. કહ્યું છે કે 'જીવકે આશરે. જીવ કરતહે રાજ" તે ખરૂં છે પરંતુ કયારે? કે તેના વાસ્તવિક પ્રમાણમાં હોય ત્યારેજ **અતિ સર્વત્ર વર્જયેત્** તે પ્રમાણે દરેક બાબતમાં સમજવું જોઇએ. તેમાં પણ કુદરતના નિયમો હોય છે. કુદરતના કાયદાનો ભંગ કરવો એટલે ધર્મનો ભંગ કર્યો કહેવાય. ધર્મનો ભંગ તેનું નામ પાપ. કુદરતના કાયદા તેનું નામ ધર્મ, તેને માન આપવું, તે પ્રમાણે વર્તવું તે આપણી ફરજ. તાત્પર્ય ધર્મ એટલે ફરજ. હવે આપણી ફરજ શું છે તે વિચારીએ.

ભુતમાત્ર તરફ પ્રેમ-સમભાવ દરેક જીવને જીવનના હક સરખા છે. ધર્મ એમ કહે છે કે તને ફકત લેવાનોજ અધિકાર નથી "**દે અને લે**" એજ કુદરતનો નિયમ છે, દેવાથીજ લેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. **જે જોઇએ તે પ્રથમ દે એટલે પછી તું લેવાનો અધિકારી થઇશ**, અને કુદરતના કાયદા પ્રમાણે તે તને અનાયાસે પ્રાપ્ત થઇજ

રહેશે કારણકે તું તેનો અધિકારી થયો છે અને તેથી કુદરતે અધિકારીને આપ્યા શિવાય છુટકોજ નથી. તને અનાજ જોઇએ તો પ્રથમ અનાજ બીજાને આપ. તને વસ્ત્ર જોઇએ તો પ્રથમ તે બીજાને આપ. તને મોક્ષ જોઇએ તો પ્રથમ બીજાને આપ એટલે બીજાને મોક્ષ મેળવવાના સાધનો કરી આપ તને જીવન જોઇએ તો પ્રથમ બીજાને જીવન–અભયદાન દે. તને સ્વતંત્રતા જોઇતી હોય તો બીજાને –તારા આશ્રિતોને–સ્વતંત્રતા દે તને સુખ સગવડ જોઇતી હોય તો બીજાને તે કરી આપ. તને દ્રવ્ય જોઇતું હોય તો પ્રથમ બીજાને આપ. વિદ્યા જોઇતી હોય તો પ્રથમ બીજાને સરસ્વતીનાં મંદીર બતાવ. અને તેના સાધનો કરી આપ. મતલબ તને તારા જીવન માટે જે જે જોઇએ, તને તારા મોક્ષ માટે–તારા આત્માના કલ્યાણ માટે જે જે જોઇએ, તે પ્રથમ બીજાને આપ અને તે પ્રમાણે બીજાને આપ્યું એટલે તું અધિકારી થયો. પછી તને આપ્યા શીવાય કુદરતને છુટકોજ નથી; પરંતુ લઇને પછી દેવાની વાત કરીશમાં તેથી કાંઇપણ કાર્ય સધાતું નથી; અધિકારી થવાને બદલે પદભ્રષ્ટજ થવાય છે અને ઉલટું જે હોય છે, તે પણ ગુમાવાય છે

આ સઘળા કાર્યમાં પાત્રનો સારાસારનો વિચાર. કરવો નિઃસ્વાર્થ પરોપકારાર્થે કાર્ય કરવું કીર્તિને ખાતર નહીંજ. કીર્તિને ખાતર કરવાથી જોઇએ તેવું મેળવી શકતા નથી

આ સર્વ ક્રિયા જાણવા માટે–શીખવા માટે અને તેવા થવા માટે અહર્નિશ સંત સમાગમ રાખ. સંતોની સેવા કરી તેનો આશીર્વાદ મેળવ તે તને સઘળો રસ્તો બતાવશે. ભુલીશ તો ફરી

માર્ગ ઉપર ચડાવશે. અને તેથીજ તું તરીશ. તેથીજ તું મોક્ષગામી થઇશ અને તું મારૂં અખંડ શરણ મેળવીશ.

આ એકજ ધર્મ છે. બીજો કોઇ ધર્મ નથી. આ શીવાય બીજું કોઈ કહેતું હોય તો તે ધર્મ નથી, જે ધર્મમાં આટલું નથી તે ધર્મ નથી માટે પ્રિય વત્સ ! તું જા–જે ધર્મ તને બતાવ્યો છે તેનું પાલન કર, એટલે તુ હમેશાં સંસાર તાપથી કાળની માફક નિર્લેપ રહીશ...વળી વિશેષમાં જરા સાંભળ—

**प्रातरुत्थाय बोद्धव्यं महद्‌भय मुपस्थितम्**
**मरण व्याधि शोकानाम् किमद्यनि पतिष्यति**

સવારમાં ઉઠતાંજ જાણવું કે આખા દિવસમાં કોઇપણ મહાભય આવવાનો છે મરણ–વ્યાધિ અગર શોક એ ત્રણમાંથી કયો ભય આવશે ? એમ ધારી ચેતીને ચાલવું.

આખા દિવસમાં કરેલા કૃત્યોનું રાત્રે સુતી વખતે સ્મરણ કરવું, સારાંસારની તુલના કરી જમે અને ઉધાર બાજુમાં રોજનીશીમાં નોંધ કરવો. ઉધાર બાજુ માટે સખેદ પણે વિચાર કરી શુદ્ધ કોમલ હૃદયથી પરમાત્માની પાસે માફી યાચવી બીજે દિવસે ઉધાર બાજુ કાંઇ પણ ન લખાય, તેને માટે પુર્ણ ચીવટ રાખી, દરેક કાર્ય કરવું. પ્રતિદિન તે પ્રમાણે કરતાં છેવટમાં ઉધાર કાંઇપણ ન લખાય, ત્યારે જાણવું કે હવે આપણે આધિકારી થયા. એજ ખરી મોક્ષની કુંચી છે

ઉઠ! ભાઈ! સાવધ થા આવ્યો તે તરફ પ્રયાણ કર. અગાઉ જણાવ્યું તેજ ઇશ્વરત્વ. તેજ કુદરત, અને તેજ ધર્મ, તથાસ્તુ

**"પ્રેમી મુસાફર"**

(સાં. ૧૯૮૧ જેષ્ટ માસના "જાગ્રતિ" માં છપાએલ)

—— :o: ——

# ભગતને ભુખ – કસાઇને મેવા.

ભલા બીરાદર! તું ગભરામાં, શંકાશીલ બની ઇશ્વરત્વથી દુર ન થા! કર્મનો અચલ નીયમ સમજ, ઇશ્વરને પણ કર્મફળ ભોગવવું પડે છે તે દ્દષ્ટાંત ન વીસર, શ્રી કૃષ્ણ જેને હિંદુત્વ પરમાત્મા કહે છે તેને પણ ભીલના બાણથી મૃત્યુને વશ થવું પડયું હતું. દુઃખ એ કસોટીનું ચિન્હ છે પછી કર્મ ક્ષયનું ચિન્હ છે, સર્વ કર્મ ક્ષય થએજ ઇશ્વરત્વને પમાય છે, સંત ફ્રાન્સીસ. મૃત્યુના બીછાને અસહ્ય શરીર વેદના ભોગવતો ગભરાયો ત્યારે દેવવાણી સાંભળીઃ—'તને જે દુઃખ થાય છે તેને સુખ માન, તું વધારે ઇશ્વરત્વને પામીશ"

મહાવીરને કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થયું. મોક્ષના દ્વાર પાસે પહોંચ્યા, પરંતુ એક કર્મ બાકી હતું. ભરવાડોએ ખીલા માર્યા, અગ્નિ સળગાવ્યો...કર્મ ક્ષય થયા, મોક્ષ પદને પામ્યા.

૩૦-૧-૨૭.



આ ચોપડી શા. ચુનીલાલ અમીચંદ ઝવે

શ્રી નટવર પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી

ઠેકાણું સંઘવી સદન સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ

પ્રસિદ્ધ કરનાર.

પ્રેમી મુસાફર કામદાર નંદલાલ ગીરધ

હીરજી મેનશન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ન

